તેલમાં નાખી ચૂલા ઉપર મૂકવું. રાળ અને તેલ એક થઈ જાય ત્યારે નીચે ઉતારી ઠરવા દેવું. ઠર્યા પછી આ તેલમાં પાણી નાખી ખૂબ ઘુંટવું. નવું પાણી નાખતા જવું, જૂનું કાઢતાં જવું અને ઘુંટતા જવું. માખણ જેવો મલમ થાય એટલે ચિનાઈ માટીના ઠામમાં ભરી લેવો અને થોડું પાણી નાખવું જેથી મલમ પાણીમાં ડૂબેલો રહે. આ રીતે ચાર છ દિવસે પાણી કાઢીને નવું પાણી નાખવું. આથી મલમ બગડશે નહિ. આ મલમ બળેલા ભાગ ઉપર લગાવવો.

## ઘા વાગવો

ગમે તે શસ્ત્રથી ઘા વાગે તો તરત એના પર ભીના પાણીનો પાટો બાંધવો અથવા ચોખ્ખા મધની પટ્ટી મારવી અથવા બટરપેપર ચીપકાવી દેવો, અથવા બરફનો ટુકડો ઘસવો, અથવા તાજું છાણ બાંધવું.

## હાડકું ભાંગવું

હાલતાં ચાલતાં ઠેસ વાગે અથવા કોઇ જગ્યાએથી પડી જવાય અથવા ગમે તે કારણે ઘા લાગે કે પછડાટ લાગે અને હાડકું ભાંગે તો તરત કોઇ સારા હાડવૈદ પાસે પહોંચી જવું અને એવો યોગ ન મળે તો હળદર, આંબા-હળદર, સાજી, રૂમીમસ્તગી, ગુગળ, પીળીયો, ગુજર, મેંદા-લકડી, એળીયો સરખે ભાગે લઈ વાટી ગરમ કરી એનો લેપ કરવો. હરવું ફરવું નહિ. આ લેપ હાડકું સાંધે છે, સોજો ઉતારે છે અને વેદના ઓછી કરે છે.

## લચકાવું

કોઇપણ કારણે હાથપગ લચકાઇ જાય અથવા ચોટ લાગે અને લોહી ન નીકળતાં અંદર લોહી મરી જાય અને સોજો ચડે તો તરત બરફ ઘસવો અને ઉપર જણાવેલો લેપ ચોપડવો અથવા આવળનાં પાન, આમલીના પાન,

હળદર, ભોંયરસ અને મીઠું વાટીને ગરમ કરી ચોપડવું. મૂંઢ માર લાગ્યો હોય તો પણ આ લેપ કરી ઉપર શેક કરવો.

## લૂ લાગવી

સખત તાપમાં પરિભ્રમણ કરવાના અંગે લૂ લાગે છે, જેને અંશુઘાત કહે છે. આવા પ્રસંગે સાકર ૧૬ તોલા, ઘસેલું ચંદન ૨ તોલા, લીંબુનો રસ ૮ તોલા, ૧ તોલો વરીયાળી ૪ શેર પાણીમાં વાટી ગાળી લઈ ઉપરની ત્રણે વસ્તુ મેળવવી અને વારંવાર થોડું થોડું પાનક પાયા કરવું; અથવા ખાખરાના પાન કાંસાના ઠામમાં પલાળી બે ચાર કલાક પછી બરોબર ચોળી ગાળી એ પાણી દિવસમાં ચાર વખત પાવું, આ રીતે ખજુર ૧૨ કલાક પલાળીને ગાળી ચોળીને પાવી, અથવા આમલવાણું પાવું.

## આમણ નીકળવી

નબળા માણસોને શૌચ જતાં આમણ નીકળે છે અને ઘણી પીડા થાય છે. એ પ્રસંગે ઠંડું પાણી છાંટવું, અથવા ફટકડીના પાણીથી વારંવાર પ્રક્ષાલન કરવું, અથવા મેંદીના બી વાટીને ચોપડવાં, અથવા હળદર અને ભાંગરાના મૂળ વાટીને લેપ કરવો.

## અનિદ્રા

અજીર્ણ અથવા વિચારોના દબાણથી ઘણા માણસોને નિદ્રા આવતી નથી આવા વખતે એનું મન ઘણુંજ ચિંતાતુર બની જાય છે. આવા પ્રસંગે પીપરીમૂળનો ભૂકો ૦। તોલો અને ગોળ મેળવીને પાવો, અથવા જાયફળ ઘસીને આંખનાં પોપચાં ઉપર ચોપડવું.

દાદીમાએ દર્શાવેલા આ બધા પ્રયોગો કોઇ પ્રકારનું નુકશાન ન કરે એવા છે.

---